


શ્રી ગણેશાયનમઃ

# મનહર-મેના

## નાટકનાં ગાયનો.




—: રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :—

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

હાલ મુકામ-સ્ટેશનરોડ પ્રીન્સેસ થીએટર-સુરત.





મુળચંદ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા-સુરત.



આવૃત્તિ ૫ મી ] [ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૬ ] [ સને ૧૯૧૯





કિંમત ૦-૩-૦



# ખબરદાર મુંબાઈ સરકાર

ગવર્નમેંટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી    અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

## બાદશાહી યાકુતી.

### અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય-વીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

ૐ

श्री परमात्मने नमः

# મનહર મેના નાટકનાં

## મુખ્ય પાત્રો.

---

દેવી તથા બાળાઓ—નાટક સુચક.

મનહરલાલ—મુંબાઇનો લક્ષાધીપતિ યુવાન નર.

સુનંદા—મનહરલાલની સુશીલ સ્ત્રી.

લાલદાસ—મુંબાઇનો નામાંકીત ગૃહસ્થ મેનાનો પિતા.

મંગળા—લાલદાસની સ્ત્રી મેનાની મા.

મેના—લાલદાસની પુત્રી મનહરની પસંદગીથી પરણેલ સ્ત્રી.

નટવર—મનહરનો ઉઠાવગીર મીત્ર.

અચ્છન—ગોવાગીણ નાયકા લાલદાસની વફાદાર.

હરીઓ—સોનગઢનો ખટપટી દરજી દેવલીનો આશક.

દેવલી—ઘાંચણની છોકરી દરજીના પ્યારમાં પડેલી.

પુરાણી—લાલદાસનો મુનીમ.

લાલશંકર—પુરાણીનો દીકરો.

પોલીસ ઇન્સપેકટર, સુરજ, ગોર, ડોશી, ભઇયો, મારવાડી, દક્ષીણી, સીપાઇઓ, સખીઓ વારાંગનાઓ વીગેરે.



# મનહર મેના નાટકનો ટુંક સાર



## પ્રારંભમાં—મંગળાચરણ વસ્તુ વિવેચન.

પ્ર૦ ૧—પૈસાના મદમાં મગરૂર મનહરલાલનાં હવાઇ વિચારો સુનંદાનો સદબોધ, નટવરની ખળતા, બાદ સુનંદાને દરિયામાં ફેંકી દેવી,

પ્ર૦ ૨—હુરીઆ દરજીએ દેવલી ઘાંચણને લઇ મુંબઇ આવવું. બાદ પઇસાની તંગીને લીધે નટવરની સહાયતાથી દેવલીને બ્રાહ્મણ સાથે પરણાવવાનો! પ્રપંચ.

પ્ર૦ ૩—લાલદાસ તથા મંગળાના મેનાને પરણાવવાના વિચારો, મેનાની માંગણીનો અનાદાર. બાદ નટવરની મેના પ્રત્યે તુચ્છ ઇચ્છા નટવરનો તીરસ્કાર,

પ્ર૦ ૪—અચ્છનનો બગીચો, મનહરની પ્રેમ માગણી, અચ્છને ધિક્કારી ચાલ્યા જવું. પાછળથી મેના સાથે મનહરનો સંકેત. સંયોગ. પરસ્પર પ્રેમ ગાંઠ.

પ્ર૦ ૫—નકલી શ્રીમંત લાલદાસના પઇસા પચાવવાના તથા ખોટા મોહમાં દુનીયા ફસાવવાના પુરાણી સાથે પ્રપંચનો આબેહુબ ચીતાર.

પ્ર૦ ૬—નટવરની ખટપટથી પુરાણી સાથે હરીઆ કરજી નો બ્રાહ્મણ રૂપે મેળાપ દેવલીને કુંવારી કન્યા તરીકે ઓળખાવવી બાદ લાલશંકરને ખબર પડવાથી એક બીજાને પરણવા માટે પરસ્પર તકરાર.

પ્ર૦ ૭— હાદરપરના બંગલામાં મનહર–મેનોના લગ્નની મીજલસ, નાચપાટી, નટવરની ખટપટથી લાલદાસનું પોલીસને લઈ આવવું, મેનાની સ્વતંત્રતા, પોલીસની ધરપકડ, નટવરનું નાદારપણું, લાલદાસનો ગુસ્સો.

## ટેબલો.



# અંક બીજો.

---

પ્ર૦ ૧—મનહર સામેના કેશમાં નારીપાસ થયેલા લાલદાસનો પસ્તાવો બાદ નટવરને મળી મનહરને ખરાબ કરવાના વિચારો.

પ્ર૦ ૨—દરિયામાં ગુમ થયેલી સુનંદાનો; હોડીવાળાના હાથથી અકસ્માત બચાવ પોતાના પતિ મનહરના ભોળપણ વિષે પસ્તાવો.

પ્ર૦ ૩—મેનાનો સખીઓ સાથે વિનોદ મનહર-મેનાનો પ્રેમ પ્રસંગ. મેનાને થયેલ સ્વપ્નથી શંકાનું પડેલું પગથીયું બાદ નટવરે મનહરને ભંભેરી અચ્છનને ત્યાં લઇ જવો.

પ્ર૦ ૪—મનહરને ફસાવવા લાલદાસની અચ્છન સાથે મસલત ત્યાં નટવરે મનહરને લાવવું પઇસાની પાયમાલી નટવરે મેનાને આ બનાવ દેખાડવો.

પ્ર૦ ૫—નટવરની મદદથી હરીઆ દરજીએ એક કન્યાને બાપ દીકરા બન્ને સાથે એકી વખતે પરણાવવી.

પ્ર૦ ૬—પારકી થાપણ ઓળવવાનો લાલદાસનો તગાદો, બ્રાહ્મણનું ખુન, બાદ તે મુડદું મનહરને ખુની ઠરાવવાની નટવરની કોશીશ.

પ્ર૦ ૭—મેનાના શયનગૃહમાં સુનંદાનું આવવું. નટવરે સુડહું લાવવું નટવરની બનાવટી ચીઠી, મનહરનું ચીઠી વાંચી ચકીત થવું મેના તથા મનહરનો પરસ્પર પ્રેમ ભંગ; મનહર પર ખુનનું વારંટ, મનહરે બારી વાટે થી નાશી જવું, મેનાએ તેની પાછળ જવું બાદ સુનંદાની મદદથી નટવરનું પકડાવું.

## ટેબલો.



# અંક ત્રીજો.

પ્ર૦ ૧—લાલદાસની મદદથી ખુનના આરોપમાંથી છુટેલ નટવરનો મનહરને પાયમાલ કરવાનો ઇરાદો સુનંદાએ તે સાંભળી મનહરને બચાવવા છુપી રીતે તેની પાછળ જવું વિખુટી પડેલી મેનાએ પોતાના પતીને મળવાં હોસ્પીટાલમાં જવું,

પ્ર૦ ૨—હોસ્પીટાલમાં મનહરની માંદગી મેનાનો તીરસ્કાર નટવરની નીચતા ન જાણવાથી મેનાએ નટવર સાથે જવું સુનંદાનું કાળ રાત્રી રૂપે મનહરને ભોળપણાનું ભાન કરાવી મેનાને પાપીના પાસમાંથી બચાવવા નટવર પાછળ જવું.

પ્ર૦ ૩—લાલહંસની વિચીત્ર સ્થીતિ સોપાળું કુટવું લેણદારોની ધમાલ અંતે આત્મઘાત.

પ્ર૦ ૪—પુરાણી તથા લાલશંકર બંનેને બનાવી દેવલીનું હરીઆ સાથે નાસી જવું, બાપ અને દીકરાનું પસ્તાવું.

પ્ર૦ ૫—નટવરનો મેના પર જુલમ સુનંદા સાથે મનહરનું બારી વાટે આવવું. મેનાને નટવરે કટારે મારતા સુનંદાનું બચાવવું. મનહરનું પ્રગટ થવું નટવરનું ખુન કાળરાત્રીરૂપ સુનંદાનું સત્ય સ્વરૂપે દેખાવું, સુનંદાનું સતિત્વ. મનહર મેનાનો મેળાપ સત્યનો જય અસત્યનો પરાજય.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

श्री गणेशाय नमः

श्री

# મનહર—મેના નાટકના ગાયનો.



## મંગલાચરણ

બાળાઓ—　　　　　　૧

ૐ શ્રી ગણુપતિ જય જય હે જગ વદંન,
નાટયારંભે સ્તવીએ.........ૐ
મહિમા ગાયે શેષ શારદા વિજેય,
સત્યનો તાદ્રશ્ય કરવા;
ચહી સદા તુજ પદ રજ (૨) અંજન કરીએ.
રાખી તુજ પદ ચીત ખચીત નચીંત થઈ,
સત્યને ચીતરવા,
એક સત્યં પરંખી મહી સતત્ રટીને,
ભવથી તરવા ... .... .... ... .... નાટયારંભે.

બાળાઓ—　　　　　　૨

ફળ કર્મ ધર્મ કર્યા પ્રમાણે જગત માંહી જણાય છે;
રમણીય રીતી ઈશની એ વિશ્વમાં વખણાય છે.
ભકત ભેદ નહિં નામ વેદ મહીં તારણતરણ છવાયે.
સુજન તમામ નામ આધારે સત્ય સ્વરૂપ સીધાયે
ભય સહૂ ટાળે પ્રેતિ દીન પાળે,
વત્સ વહાલથી નીશદીન ન્યાળે;
શશી સમ સુયશ શ્વેત જગ છાયે......ફળ.

મનહર—　　　　　　૩

આહાહાહા આજે બન્યો ભાગ્યશાળી,
સદા સુખ સાજે દેખું હું દીવાળી;
મોજ ઉડાવું દોસ્તોની સાથે
નાચમાં નચાવું રંગ રાગ વાળી.　　　આહા.
લાખો રૂપીયા આપશ આ હાથે;
ખમા ખમા કહેશે ભલો ભુપ ભાળી-　　　આહા

સુનંદા—　　　　　　૪

ગૃહસ્થાઇની ગુમાની, શાણા કરોછો શાની,
બળવાન બળીરાજાની, રાવણને કંસ સમાની;

અભીમાને થઇ હેરાની, માયા છે મોહ નીશાની,
આશા છે રંગ પતંગી, તૃષ્ના સ્વારથની સંગી,
મૃગજળ સમ જુઓ જુવાની, આખર આ દુનીયા ફાની.

**મનહર**—મગજ નહીં ખા, નકટ કુલટા;
અહીંથી દુર થા, નજરથી તું જા.

**સુનંદા**---ગૃહસ્થાઇ-

**હરિઓ**— ૫

ગજ કાતરવાળો, ફેંચો રૂપાળો, દરજી બાળો;
છેલ છોગળો, હરીઓ નામ હું જાણો; .......ઓહો.
હું હું ઘાંચણથી પ્યાર કરીને,
જાત ભાત વિસરીને કુબુદ્ધિ જાગી;
લાજ ન લાગી, આવ્યો ભાગી, ન્યાતને ત્યાગી...હરીઓ.
છુ. છું ફક્કડ અકકડ ફરનારો,
કાળાં ધોળાં કરનારો, મુંબઇમાં આવી;
મોજ ઉડાવી; મુંડી ગુમાવી, ગયો ન ફાવી.... હરીઓ.

**નટવર**— ૬

કીલમીષ ભંજન જન મન રંજન છે દુનીયામાં એકજ દામ,
વીદ્યા હીણુ બની માનવ ભટકે પણ પઇસાથી સાત સલામ;
**કોરસ**—વ્યંડળ પણ ત્રીભુવન ડોલાવે,

રેતીમાં પણ વ્હાણુ ચલાવે, અદ્ધર પણ કીલ્લા બંધાવે,
સુરનર મુનીવર સંતો સાધુ, કંચન દેખી ચળે તમામ;
ભુપતિ પણ દે આદરમાન.
જરથી જાન કરે કુરબાન, હાજર હુકમે સઉ દેવાન;
સમુદ્ર તનયા તુજ પ્રતાપે, સકળ જગત પણ બને ગુલામ.

મેના— ૭

ખીલી મારા યૌવનના બાગની બહાર,
પ્રેમડાળી લતા વાળી લચકતી લગાર;
ફુલ વેલી રસ ઘેલી હું ચમેલી નાર,
સુમન કળી જાય બળી વીરહમાં અપાર.
મારા મનહર માળી વિના કરે કોણ સારવાર,
પ્યારા પ્રાણુધાર ભેટો રસ ભોગી ભરથાર;
રસીયા રસીક જીવન આધાર,
સીંચો સદા અમિ રસ પ્યાર,
સુના તમ વિણુ સઉ શણુગાર. યૌવન.

માલતી— ૮

પ્રેમ રંગે રેલી નવેલી ચાલતી,
મેના—જાને જાણી સાહેલી શાણી માલતી;

માલતી—રંગ રંગીલી છબીલી અલબેલી,
મેના યાવનના મદે ફુલી ફાલતી.
મેના—છોડી દે ચાળા નાની હું છું બાળા,
માલતી—લટકાળાને નેહે નિહાળતી... ... ... જાને

મેના— ૯

બસ ચુપ કર હરામી હેવાન, કેમ કરે તું ગુમાન;
નટવર-ભુલ્યો મોહમાં હું ભાન, પ્રાણ કરૂં કુરબાન. બસ.
મેના—સીંહણને તાવી આ નાગણ સતાવી તું નક્કી
ગુમાવીશ જાન,
નટવર—વાહવા વહાલી પ્રીયા,
મેના—જા જા તું કુતરા,
નટવર—(બસ આમ)
મેના—(હા ગુલામ)
નટવર—(પ્રેમ જોડ)
મેના—(બસ છોડ)
નટવર—ફેશનથી ફેરવું મીટીંગમાં મેળવું,
મેના તું માન મારી મેના તું માન. બસ.

મનહર-મેના—          ૧૦

મનહર—જાવાદે જોબન ભર જુવતી જાન જવાદે
મેના—(કયાં જાવાદે કેમ જાવાદે શું બીજી સારીકા શોધવી
મનહર—આમ શું બોલો વાંકાં, વણો ભુલ્યો ભરૂશે ભાન;
મેના—આડુ આડુ શું સમજાવો, ગણી મુરખ નાહાન.
મનહર—( પ્રીયા પોપટ તુરત મળશે )
મેના—( ત્યાં સુધી મેના ટળવશે )
મનહર—મન ગમતા ફળ હઉ ખાવાને,          જાવાદે
કાલે મળીશું સુંદરી, કરવા આ શુભ કાજ
મેના—કાલે કોણે જોઇ છે. વચન દીયો પીયુ આજ,
મનહર—સત્ય કહું આ વચન દઉં તું જવાદે.

દેવલી—          ૧૧

સાડી સુંદર છટાથી હું દીલપર ધરૂં.
ગાડી મોટરમાં બેસી હું મોજ કરૂં;
લટકે મટકે લાડ લડીને,
લહેરી લાલાને લઇને ફાવે ત્યા ફરૂં.
પ્યાર સાગરમાં રસબસ થઇને હું તરૂં.

મધુર મીઠડી વાતો કરીને.
રંગે રોળી હું પ્રેમે ઝબોળી ઠરૂં,
મારા વહાલા આશકનું હું મનડુ હરૂં. સાડી

પુરાણી— ૧૨

પરણીશ હું એ નારી રૂડી અને રૂપાળી,
હરીઓ—ભાઇ સાઠી બુદ્ધી નાઠી, દશા માઠી—સમજયા,
પુરાણી—કોણુ છે કહેનાર બુઢો છું હું જુવાન જોઈધો;
લાલીઓ—પસ્તાશો દુઃખી થાશો, મરી જાશો.
હરીઓ—લડોમાં મરોમાં કજીયો કરોમાં;
લાલીઓ—કરૂં ફજેતી હું બાપા બધે;
હરીઓ—જા જા તું દુર થા તું ભાઈ જા તું. પરણીશ.

વારાંગના— ૧૩

મોરી નાજુક કમર લચકાય,
અજી છોડો પીયા મોરી બાંય;
જીયા ગભરાય સૈયાં ન સોહાય—હાં હાં.
રાત બાલમ હમસેં લડેહો,
નિઠુર નીર્લજ પીછુ પડેહો,
જોબન લુંટી લીનો હાય કહાનાહીં જાય,
સહા નાહીં જાય.............

## અંક બીજો.



સુનંદા— ૧૪

આહા પ્રભુ અજબ રંગ જગતના,
નવા નવા નિત્ય નિહાળુ ઢંગ;
મુર્ખ મીત્રની સંગમાં સ્વામી ભુલ્યા ભાન,
બહુ થઇ હેરાન મુસીબતે જાન.
બચાવી આવી હું દુઃખ વિતાવી હું,
હાય હવે થયું પતિ તણું મન ભંગ...આહા.

મેના તથા-સખીઓ— ૧૫

[ રાસડો ]

છાયો વસંત રૂતુરાજ સાજ લઇ સમાજ,
કામીનીએ મુકયા કામકાજરે ધામનાં;
કામનાં ફક્ત કામી કામનાને કેલી કાજ.

## સાખી.

નવલ લતા ખીલી રહી, પ્રેમ કમળ કમળ મધુવાસ;
કંઈક ભમર રસ ચુસવા, ભમણુ ફરે ચોપાસ.
વેણુ વાગે અજબ વેણુ વાગે,
જોને સખી જાગે મદનરાજ જાગેરે.......વેણુ.
રસીકરાજ પ્રેમ કાજ સુધા માગે,
લાગે સખી મીઠી મધુરી દહે લાગેરે......વેણુ.

## સાખી.

ભાન ભુલી ગઇ ભામની, વિરહે ઉછળે અંગ;
રોમ રોગ પ્રીત માધુરી, ઝળકે રંગ અનંગ.
પ્રીતમ આવજોરે તમ વિણુ ઉર મારૂં અકળાય,
પ્રીત નીભાવજોરે પ્યારા પ્રાણુ વિયોગે જાય,
રસીયા હવે નહીં રીઝાવો;
લઇ આ જોબન રસનો લાવો,
પ્યારમાં પલાળી પીયુ પ્રેમદાને ઠારો આજ....છાયો.

સખીઓ— ૧૬

વારે બાઇ લટકાળાં,
મેના— છોડોને ચાળા;
સખીઓ—ચીતમાં ચટપટ થાય.
રમજો રંગે રસીયા સંગે
લચકાતું આ જોબનીયું લુંટાય,—વાર
મેના— શરમે બાઇ હું મુંઝાઇ;
સખીઓ— પ્રેમ રસ કેમ પીવાય,
મેના— છેડ અલી તું કરમાં;
સખીઓ— જા સખીં ઘરમાં રંગે રંગ રસબસતાં છો બાઇ

મનહર-મેના— ૧૭

રે સુંદરી શાણી સમજુ થઇ શું રીસાયેરે આવાર,
આવો આવો વહાલી મારા પ્રાણ સુધારસ ખાણ;
તું જીવન જાણુ.
મેના—જાણી તમ વાણુ,
કપટ કળાને હાવ ભાવથી ચલીત કરો પ્રાણ આધાર,
જાવો જાવો સતાવો શું આજ;

મનહર—પ્રીયા તારે કાજ હઉં પ્રેમ રાજ એ સુંદરી
પ્રેમ ભક્તિમાં પરવશ કીધો મનહર મુગ્ધા નાર...આવો.

અરૂછન— ૧૮

મારે મહોલે પ્રેમેથી પધાર્યા મહારાજ,
બની દાસી આભારી મારા શીરતાજ;
લાલદાસ—આનંદકારી છબી નિહાળી ઠરે હૃદય આ પ્યારી.
અરૂછન—રસ રંગે ઉમંગે ઉછરંગે તમ સંગે,
રહી રમુ હું આજ.....મારે

ચપકુ-ચંપા— ૧૯

કજલવાને હાય સઇયાં બડા દુ:ખ દીના,
બડા દુ:ખ દીના, હાંરે બડા દુ:ખ દીના;
નણુદી હો તો હીલ મીલ રહતિ,
સોતનીયાને હાય.........સઇયાં.

દેવલી-હરીઓ— ૨૦

બની બાળા રંગીલી, છલ બલ વાળી છબીલી;
ધીમી ચાલે ચાલુ છું જુઓ જરા નવા નવા કરૂ નીત્ય નખરા
હરીઓ—રૂડી રૂપાળી નારી નખરાળી મારી,
દેવલી લાગે તું અપ્સરા.

દેવકી—પરણી પુરાણીને જઇશ ઘરે;
હરીઓ—ખરે આજ આબરૂના કરાવીશ કાંકરા.
દેવકી— ... ... ... બની.
સ્ત્રીઓ— ૨૧

સોનાની સળીએ માંડવો રૂપાની વળીએ માંડવો
માંડવડે મળ્યારે મોશાર છપ્પન કરોડ જાદવ મળ્યા;
રાધા વહુ નટવર ભાઈને વીનવે,
અલબેલા રાય જગ દેખાડ. રાય જગ હોયરે રળિયામણો
રાય જગ હરીશંકર ભાઈને માંડવે,
નર નારી ત્યાં મંગળ ગાય, વર વહુ દીસે સોહામણો,

સ્ત્રીઓ— ૨૨

ઢોલીડા ધડુકયા લાડી ચાલો આપણે ઘેરરે,
ઊભા રહો તો માગું મારા દાદાજીની શીખરે
હવે કેવી શીખરે લાડી હવે કેવા બોલોરે,
પરણ્યાને પીયારા લાડી ચાલો આપણે ઘેરરે.

મેના— ૨૩

વ્હાલા વહેમ વિસારો હ્રદયથી,
વેણુના બાણ કાં મારોરે.... વહાલા.
શું સુજયું આ સમે બોલી આવી તમે,
મારી છાતિ પતિ વિદારોરે... વહાલા.
હું બની દુઃખણી અરેરે અભાગણી;
પીયુ પ્રેમ જરા વિચારોરે... વહાલા

## અંક ત્રીજો.

---

૨૪

મેના—

પતિને ન વિસારૂં રે હું પલવાર,
મુંઝય મન મારૂં રે સાંજ સવાર;
સ્વામીને હું સહાયકારી થવા જતાં હાય હારી,
લાગી છે વિયોગકારી હૃદય કટાર.... પતી.
વિપત્તી વાદળ મારે, આવી નડયું આ સંસારે
સંકટ કયારે નિવારે સરજનહાર...... પતી.

૨૫

મનહરે—

ધાર્યું ધણીનું થાય મનવા શાને તું ચથડાય,
બાજી ક્ષણે ક્ષણે બદલાય, પામર જનો વૃથા મુંઝાય,
ક્ષણ દુઃખ ક્ષણ સુખ ચડતી પડતી આરી મુરખ શીદ મુંઝાય
ભાગ્યમાં જે લખેલ હોયે,
તે મીથ્યા કરી શકે ન કોય એ ઉરમાં સમજાય. મનવા

૨૬

સુનંદા—

અરે હે શાને શરણ ભ્રાંતીનું લઇ,
સમજુ થઇ કાં ટાલે માર્ગ પુરૂષાર્થનો;

ઈશની રચના ન્યારી, વિચારી ધારી તું જા.
મુકે માન મહિપતી, ઘર ઘર રડતાં દુઃખ
પાપીનો જય જગતમાં દાતાને નહીં સુખ,
હરીશ્ચંદ્રે વેઠી વિપતિ, સુદામાનિ હતી શું સ્થીતી
નળ દમયંતીની ગતિ, થઈ પાંડવોની પડતી,
દશારે દુઃખી ભાવી બળથી સૌને માથે વીતી....અરે હે

દેવલી ૨૭

જાઓજી જાઓ હારી ગઈ હારી, ગઈ છું હું હારી
શાને સતાવો છો આમ

પુરાણી—ઓહો નખરાળાં કો લટકાળા નાની બાળા;
દેવલી—જાણ્યા ચાળા તમારા તમામ... જાઓજી
પુરાણી—બોલોને પૂરાણોથી મીઠી મીઠી આ વાણીથી
વારે મારી નવી નાડું પ્રેમ તણા પાણીથી.
દેવલી—બની કાલા ઘેલા શાને આવો છો લેવાને લાણુ,
પુરાણી—વારું છું હું પ્રાણ, આ માંડો કાં મોકાણ હાર્યો હુ હામ
દેવલી—છોડોને નામ શું ઠાલું કામ.... ... ....જાઓ

૨૮

.ણી—ધોળામાં ધુળ ઘાલીને આ ચડયા ગધેડે હાલા,
લાલીઓ—લટકયા લાડીથી બાપા વિણુ બાજી પાલા
હરીઓ—જો જો ભાઈઓ આ બંદર કાળા મોઢા વાળા,
લાલીઓ—કયાં ખેતરપાળ ખોવાણા
પુંરાણી—ભાઇ કરમે કાળા પાણા,
હરીઓ—આ હરજીના ફંદે બેટા ફસાણા.
દેવજી— ( વાહરે બટલર શાણા )
પુરાણી—આ સાધુ કર્યા ભાઇ નસીબ ફર્યા,
બધા—જોજો બાડુતી બૈરીના ગડબડ સડબડ ગોટાલા. ધોળામાં
પૂરાણી— .... ... ... ધોળામાં-

# ગીત સાથે ડ્રોપ.



# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | ૦—૩—૦ | માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦—૩—૦ |
| શ્રી ભક્તવિજય | ૦—૩—૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦—૩—૦ |
| સુરેખા હરણ ... | ૦—૩—૦ | અજય લક્ષ્મી ... | ૦—૩—૦ |
| નાગર ભક્ત ... | ૦—૩—૦ | પીપાભગત ... | ૦—૩—૦ |
| નીલમ માણેક ... | ૦—૩—૦ | હોથલ પદમણી | ૦—૩—૦ |
| યોગકન્યા ... ... | ૦—૩—૦ | જેસલ તોરલ ... | ૦—૩—૦ |
| મનહરમેના ... | ૦—૩—૦ | બીરબલ બાદશાહ | ૦—૩—૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦—૩—૦ | પ્રવિણ સાગર ... | ૦—૩—૦ |
| જોહરે શમશીર | ૦—૩—૦ | રાજ લીલા ... | ૦—૩—૦ |
| શ્રી જયમતી ... | ૦—૩—૦ | મહારાજા શાંતનુ | ૦—૩—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૩—૦ | માલવિકા—અગ્નિમિત્ર | ૦—૩—૦ |
| | | સ્વામીભક્ત સામાન્ત યાને વીર દુર્ગાદાસ ... | ૦—૩—૦ |

**વિઠ્ઠલદાસ હેમચંદભાઇ ભાવનગરવાળા.**

શ્રી વિ. નો. ના. સમાજ.